3331

ગૂજરાતી પ્રાઈમરી નિશાળના બાળવર્ગની
સઘળી બાબતોની ખુલાસાવાર

# નોટ.

સૂધારા વધારા સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર

## કુંવરજી ગગજી ભટ્ટ.

( પાણુશીણાવાળા. )

સ૦ વર્નાક્યુલર સ્કુલ માસ્તર ઓફ મોણપુર.
તા. ચીતળ. પ્રાંત કાઠિઆવાડ.

આવૃત્તિ પહેલી.




અમદાવાદમાં

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૪. ઈ. સન ૧૮૮૭.

કિંમત રૂ. ૦-૧-૬

૩૩૩૯

# પ્રસ્તાવના.

આ નોટ બનાવવાનો હેતુ એ છે જે હાલમાં જૂદા જૂદા વિષયોપર ઘણાં પુસ્તકો રચાએલાં છે; પરંતુ ભણનારાઓને તે પુસ્તકોનાં જાદે ખર્ચ, મહેનત, ને રોકાતો વખત મુંઝવણમાં નાંખી દે છે; તોપણ જોઇએ તેવો હેતુ પાર પડતો નથી, તે પાર પાડવાના હેતુથી આવાં પુસ્તકોની જરૂર જાણી આ પુસ્તક સેવામાં મુકું છું.

આ પુસ્તક રચવામાં અહીંના પટેલ વઘાશીઆ કાનજી પ્રેમજીએ નાણાંની મદદ આપી છે; તેથી તેમનો ઉપકાર માનું છું.

આ મારો પહેલો પ્રયત્ન છે માટે તેમાં કંઈ ચૂકો જણાયતો વાંચનારી આલમ દર ગૂજર કરશો. તેમજ તે તથા કાંઈ સુધારવા જેવું જણાય તે મહેરબાની કરી લખશો, તો બીજી આવૃત્તિમાં ઉપકાર સાથે સુધારીશું.

ગ્રંથ કર્ત્તા.



# અનુક્રમણિકા.

## "બાર સારી શીખામણો."

"૧ વખતસર અને નિયમીત રીતે હાજર રહેવું."

"૨ શરીર તથા કપડાં ચોખ્ખાં રાખવાં."

"૩ વિવેકથી ને નરમાસથી વર્તવું."

"૪ પોતાના વર્ગમાંજ રહેવું; આમ તેમ ફરતા ફરવું નહિ."

"૫ પાઠ ચાલતી વેળા વાતચિત્ત કરવી નહિ."

"૬ દફતર પાસેનું પાસે રાખવું."

"૭ જે લખવાનું હોય તે સંભાળીને લખવું."

"૮ પાઠ ચાલતી વખત બનતાં સુધી વર્ગમાંથી જવાની રજા માગવી નહિ."

"૯ વગર રજાએ શિક્ષક સાથે કંઈ બોલવું."

"૧૦ જેમ બને તેમ ઉપર નંબર રાખવા મહેનત કરવી."

"૧૧ શિક્ષક કહે તે પર ધ્યાન આપવું; અને તેમની મર્યાદા રાખવી."

"૧૨ હમેશાં પોતાના પાઠ સારી રીતે સમજીને તૈયાર કરવા."

## "ગૂજરાતી પ્રાઇમરી નિશાળોની પરીક્ષાનાં ધોરણ."

"(તા. ૨૬મી જાનેવારી સને ૧૮૮૭ ને રોજ મુંબાઇની સરકારે મંજુર કરેલાં.)"

"(૧) છોકરાની નિશાળોનાં ધોરણ."

"    નાના બાળકોના વર્ગનું ધોરણ."

"    નાના બાળકોના વર્ગને ઘટતા શિક્ષણમાં નીચેની બાબતો હોય."

"(अ.) આંક સોસુધી ગણતાં અને ૧૦×૧૦સુધીભણતાં."

"(ब.) ગૂજરાતી મૂળાક્ષર વાંચવા."

"(क) સામાન્ય પદાર્થોના આકાર, રંગ, ને ઉપયોગની સાદી સમજ."

"(ड.) સાદી ને રસ લાગે એવી વાર્તાઓ મુખ્ય મહેતાજીએ કોઈ કોઈ વખત કહેવી."

"(इ.) ઘરમાં ગવાતાં સાદાં ગીતો ભણવાં અને ગાવાં."

"(फ.) બાળકોની કવાયત અને કસરત."

## નિશાળના વખતનું વખત પત્રક.

| ૭થી૮ | ૮થી૯ | ૯થી૧૦ | ૨થી૩ | ૩થી૪ | ૪થી૫ | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|
| આંક. | ગૂજરાતીમૂળાક્ષર | સામાન્યપદાર્થો | વાર્તાઓ | ગીતો | કવાયતકસરત | છૂટીના દીવસો માંપાછુ લુંશીખવું |

## ખાનગી વખતનું વખત પત્રક.

| ૧૦થી૧૦॥ | ૧૦॥થી૧૧ | ૧૧થી૧૨ | ૧૨થી૧ | ૧થી૨ | ૫થી૫॥ | ૫॥થી૬ | ૬થી૬॥ | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|---|
| જમવું. | મૂળાક્ષર. | પદાર્થો. | વાર્તા. | ગીત. | આંક. | રમત. | જમવું. | રવી૦બુ૦બાકી-નીત્રુટીમાંપાછ-લીબાબતકરવી |

## અતિ ઉપયોગી !!! અતિ ઉપયોગી !!! ખરીદો.

### ને ખાત્રી કરો જાહેર ખબર (મારી તરફથી મળવાનાં પુસ્તકો.)

ઉપરની દસ ઉપરાંત રાખનારને સેંકડે દસ ટકા કમીશન ને ટપાલખર્ચે માફ વેલ્યુપે-એબલથી મોકલવા રીવાજ રાખ્યો છે. અગાઉથી નાણાં મોકલનારને પણ મોકલીશું. પરંતુ ઉધાર મંગાવવાની તસ્દી તો કોઇએ લેવીજ નહિ. ટીકીટથી નાણાં મોકલનારે દર રૂપિએ વટાવની એક ટીકીટ જાદે મોકલવી. વધારે ખુલાસો જોઇએ તેણે રીપ્લાઈ પત્તાથી લખવાથી મળશે. નોટપેડ પત્ર લેવામાં નહિ આવે. ઉપરની સઘળી બુકોનાં કદ, કાગળ, પુંઠાં, છપામણી, પોસ્ટખર્ચ, પરચુરણખર્ચ, રજીસ્ટર, તથા કમીશન વિચાર સાથે મહેનત, રોકાએલાં નાણાં તથા લાંબો વખત તે એકંદર તેના ગુણ વિગેરેથી મુકાબલો બીજી બુકો

સાથે કરવાથી જણાશે જે આ કેટલાં કિંમતમાં કમી તથા ઉપયોગી છે!!! આ બુકોનો ઉપયોગ કરવાથી વધારાની બુકોની જરૂર થોડી રહેશે. એટલે થોડી મહેનતે થોડા વખતમાં થોડા ખર્ચે સારૂં પરિણામ આવશે. ને છૂટક નોટોની કડાકૂટ આથી દૂર થવા સંભવછે; તેમ છતાં આમ કમી કિંમત રાખવાનું કારણ એજ કે તે નિશાળના બાળકોનાં ઉપયોગી પુસ્તકો જાણીનેજ.

| | | | |
|---|---|---|---|
| ૧ ગૂ. બા. નીસ. બા. બુ. નોટ. | કિં ૦-૧-૬ | પોષ્ટખર્ચ. | ૦-૦-૬ |
| ૧ ગૂ. પે. ધો. સ. બા. બુ. વોટ. | કિં. ૦-૨-૦ | ,, | ૦-૦-૬ |
| ૧ ગૂ. બી. ધો. સ. બા. બુ. નોટ. | કિં. ૦-૬-૬ | ,, | ૦-૦-૬ |
| ૧ ગૂ. ત્રી. ધો. સ. બા. બુ. નોટ. | કિં. ૦-૮-૦ | ,, | ૦-૦-૬ |
| ૧ ગૂ. ચો. ધો. સ. બા. બુ. નોટ. | કિં. ૦-૧૪-૦ | ,, | ૦-૧-૦ |
| ૧ ગૂ. પાં. ધો. સ. બા. બુ. નોટ. | કિં. ૧-૪-૦ | ,, | ૦-૧-૦ |
| ૧ ગૂ. છ. ધો. સ. બા. બુ. નોટ. | કિં. ૧ ૧૨-૦ | ,, | ૦-૨-૦ |

ઉપરનાં સઘળાં પુસ્તકો ઉપરના ઠરાવ પ્રમાણે મારી તરફથી તથા મુંબાઇઇલાકાનાં મુખ્ય મુખ્ય સ્થળોમાં મારા એજંટો પાસેથી મળશે.

પ્રસિદ્ધ કર્ત્તા સેવક.
કુંવરજી ગગજી ભટ્ટ. (પાણશીણાવાળા.)
સ૦ વર્નાક્યુલર સ્કૂલમાસ્તર ઓફ મોણપુર.
તા. ચીત્તલ:—કાઠિઆવાડ.

**શિવાય મારી તરફના મળવાના નકશા નીચે પ્રમાણે.**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ કાઠિઆવાડ ઇલાકાનો નકશો. | કીં. | ૦—૦—૮ | પોષ્ટેજ. | ૦—૦—૬ |
| ૧ મુંબઈ ઇલાકાનો નકશો. | કીં. | ૦—૦—૮ | ,, | ૦—૦—૬ |
| ૧ હિંદુસ્તાનનો નકશો. | કીં. | ૦—૦—૮ | ,, | ૦—૦—૬ |

ઉપરના નકશા મારી તરફથી તથા મુંબઈ ઇલાકાનાં મુખ્ય મુખ્ય સ્થળોમાં મારા એજંટો તરફથી રોકડી કિંમતે મળશે. દસ કરતાં જાદે મંગાવનારને પોષ્ટેજ માફ તથા સેંકડે દસટકા કમીશન પણ કાપી આપવામાં આવશે.

પ્રસિદ્ધ કર્તા.

કુંવરજી ગગજી ભટ્ટ. (પાણશીણાવાળા)

સ૦ વર્નાક્યુલર સ્કૂલમાસ્તર ઓફ મોણપુર.

તા. ચીત્તલ-પ્રાંત કાઠિઆવાડ.



| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૧ | ૨૧ | ૩૧ | ૪૧ | ૫૧ | ૬૧ | ૭૧ |
| ૨ | ૧૨ | ૨૨ | ૩૨ | ૪૨ | ૫૨ | ૬૨ | ૭૨ |
| ૩ | ૧૩ | ૨૩ | ૩૩ | ૪૩ | ૫૩ | ૬૩ | ૭૩ |
| ૪ | ૧૪ | ૨૪ | ૩૪ | ૪૪ | ૫૪ | ૬૪ | ૭૪ |
| ૫ | ૧૫ | ૨૫ | ૩૫ | ૪૫ | ૫૫ | ૬૫ | ૭૫ |
| ૬ | ૧૬ | ૨૬ | ૩૬ | ૪૬ | ૫૬ | ૬૬ | ૭૬ |
| ૭ | ૧૭ | ૨૭ | ૩૭ | ૪૭ | ૫૭ | ૬૭ | ૭૭ |
| ૮ | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૮ | ૫૮ | ૬૮ | ૭૮ |
| ૯ | ૧૯ | ૨૯ | ૩૯ | ૪૯ | ૫૯ | ૬૯ | ૭૯ |
| ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૬૦ | ૭૦ | ૮૦ |
| ૫૫ | ૧૫૫ | ૨૫૫ | ૩૫૫ | ૪૫૫ | ૫૫૫ | ૬૫૫ | ૭૫૫ |
| ૮૧ | ૯૧ | ૧૦૦ | ૧૦૦૦ | ૧૧ ૧ | ૧૨ ૨ | ૧૩ ૩ | ૧૪ ૪ |
| ૮૨ | ૯૨ | ૨૦૦ | ૨૦૦૦ | ૨૧ ૨ | ૨૨ ૪ | ૨૩ ૬ | ૨૪ ૮ |
| ૮૩ | ૯૩ | ૩૦૦ | ૩૦૦૦ | ૩૧ ૩ | ૩૨ ૬ | ૩૩ ૯ | ૩૪૧૨ |
| ૮૪ | ૯૪ | ૪૦૦ | ૪૦૦૦ | ૪૧ ૪ | ૪૨ ૮ | ૪૩૧૨ | ૪૪૧૬ |
| ૮૫ | ૯૫ | ૫૦૦ | ૫૦૦૦ | ૫૧ ૫ | ૫૨૧૦ | ૫૩૧૫ | ૫૪૨૦ |
| ૮૬ | ૯૬ | ૬૦૦ | ૬૦૦૦ | ૬૧ ૬ | ૬૨૧૨ | ૬૩૧૮ | ૬૪૨૪ |
| ૮૭ | ૯૭ | ૭૦૦ | ૭૦૦૦ | ૭૧ ૭ | ૭૨૧૪ | ૭૩૨૧ | ૭૪૨૮ |
| ૮૮ | ૯૮ | ૮૦૦ | ૮૦૦૦ | ૮૧ ૮ | ૮૨૧૬ | ૮૩૨૪ | ૮૪૩૨ |
| ૮૯ | ૯૯ | ૯૦૦ | ૯૦૦૦ | ૯૧ ૯ | ૯૨૧૮ | ૯૩૨૭ | ૯૪૩૬ |
| ૯૦ | ૧૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦૦ | ૧૦૧૧૦ | ૧૦૨૨૦ | ૧૦૩૩૦ | ૧૦૪૪૦ |
| ૮૫૫ | ૯૫૫ | ૫૫૦૦ | ૫૫૦૦૦ | ૫૫ | ૧૧૦ | ૧૬૫ | ૨૨૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ૫ ૫ | ૧ ૬ ૬ | ૧ ૭ ૭ | ૧ ૮ ૮ | ૧ ૯ ૯ | ૧ ૧૦ ૧૦ |
| ૨ ૫ ૧૦ | ૨ ૬ ૧૨ | ૨ ૭ ૧૪ | ૨ ૮ ૧૬ | ૨ ૯ ૧૮ | ૨ ૧૦ ૨૦ |
| ૩ ૫ ૧૫ | ૩ ૬ ૧૮ | ૩ ૭ ૨૧ | ૩ ૮ ૨૪ | ૩ ૯ ૨૭ | ૩ ૧૦ ૩૦ |
| ૪ ૫ ૨૦ | ૪ ૬ ૨૪ | ૪ ૭ ૨૮ | ૪ ૮ ૩૨ | ૪ ૯ ૩૬ | ૪ ૧૦ ૪૦ |
| ૫ ૫ ૨૫ | ૫ ૬ ૩૦ | ૫ ૭ ૩૫ | ૫ ૮ ૪૦ | ૫ ૯ ૪૫ | ૫ ૧૦ ૫૦ |
| ૬ ૫ ૩૦ | ૬ ૬ ૩૬ | ૬ ૭ ૪૨ | ૬ ૮ ૪૮ | ૬ ૯ ૫૪ | ૬ ૧૦ ૬૦ |
| ૭ ૫ ૩૫ | ૭ ૬ ૪૨ | ૭ ૭ ૪૯ | ૭ ૮ ૫૬ | ૭ ૯ ૬૩ | ૭ ૧૦ ૭૦ |
| ૮ ૫ ૪૦ | ૮ ૬ ૪૮ | ૮ ૭ ૫૬ | ૮ ૮ ૬૪ | ૮ ૯ ૭૨ | ૮ ૧૦ ૮૦ |
| ૯ ૫ ૪૫ | ૯ ૬ ૫૪ | ૯ ૭ ૬૩ | ૯ ૮ ૭૨ | ૯ ૯ ૮૧ | ૯ ૧૦ ૯૦ |
| ૧૦ ૫ ૫૦ | ૧૦ ૬ ૬૦ | ૧૦ ૭ ૭૦ | ૧૦ ૮ ૮૦ | ૧૦ ૯ ૯૦ | ૧૦ ૧૦ ૧૦૦ |
| ૨૭૫ | ૩૩૦ | ૩૮૫ | ૪૪૦ | ૪૯૫ | ૫૫૦ |

## આંક ભણવા સંબંધી દોહરા.

૧ આંક ભણે આરંભમાં, પછીથી પુસ્તક અન્ય;
તો વેળા તેની વળે, થાય જીવિત ધન્ય ધન્ય.

૨ બાળકનાં માબાપ સૌ, ધરજ્યો શિક્ષા ધ્યાન;
સૂધારો નીજ સંતતી, દઈ વિદ્યાનું દાન.

## ગૂજરાતી મૂળાક્ષરો:—( સ્વરો. )

અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ

## વ્યંજનો.

ક ખ ગ ઘ ચ છ જ ઝ ટ ઠ ડ ઢ ણ ત થ દ ધ
ન પ ફ બ ભ મ ય ર લ વ શ ષ સ હ ળ ક્ષ જ્ઞ.

## બારાક્ષરી.

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ

## ૯૮ સામાન્ય પદાર્થો.

| વસ્તુનાં નામ. | ઉપયોગ. | રંગ | આકાર. |
|---|---|---|---|
| ૧ પટારા | ભરવાની વસ્તુ | ધોળા, પીળા, કાળા | લંબચોરસ |
| ૨ તોરણ | બારસાખ ઉપર બાંધવાના | રાતો | અણુખુણ પાંદડાંજેવો |
| ૩ ચાકળા | ઘરનીભીંતે બાં-ધવાના | રાતો | ચોરસ |
| ૪ પાણીયારૂં | પાણી રાખવા સારૂ | ધોળો | લંબચોરસ |
| ૫ બેડાં | પાણીભરવાસારૂ | રાતો | ગોળ |
| ૬ લોટા | પાણી પીવાસારૂ | પીળો | ગોળ |
| ૭ લોટીઓ | પાણી પીવાસારૂ | પીળો | ગોળ |
| ૮ તાંબાકુંડી | નહાવાસારૂ પા-ણી ભરવા | રાતો | અર્ધગોળ |
| ૯ પાટલા | નહાવા તથા જ-મવા બેસવા માટે | ફીક્કો રાતો | ચોરસ |
| ૧૦ ઢીંચણીયાં | ઢીંચણે ટેકો મુક-વાસારૂ | રાતો | ગોળ |
| ૧૧ થાળીઓ | ખાવાના | પીળો, ધોળો | અર્ધગોળ |
| ૧૨ વાડકા | દાળ લેવાના | પીળો, ધોળો | અર્ધગોળ |

| | | | |
|---|---|---|---|
| ૧૩ તાસક | જણસ ભરવાના | રાતો, પીળો | અર્ધગોળ |
| ૧૪ ચાળણી | લોટચાળવાના | રાતો, પીળો | અર્ધગોળ |
| ૧૫ તપેલાં | જણસ ભરવાના રસોઇકરવાના | પીળો | અર્ધગોળ |
| ૧૬ કથરોટ | લોટ મસળવા | કાળી, રાતી, પીળી | અર્ધગોળ |
| ૧૭ ચપ્પુ | લિખણો કરવા | ધોળો | લંબચોરસ |
| ૧૮ સૂડી | સોપારી કાપવા | ધોળો | લંબચોરસ |
| ૧૯ દાતરડાં | કાપવાના | કાળો, ધોળો | અર્ધગોળ |
| ૨૦ કાતર | કાતરવાના | ધોળો | લંબગોળ |
| ૨૧ સોય | શીવવાના | ધોળો | લંબગોળ |
| ૨૨ ઘઊં | જમવામાં | રાતો | લંબગોળ |
| ૨૩ બાજરી | જમવામાં | લીલો | ગોળ |
| ૨૩ ચણા | ખાવામાં | ભાંગો, રાતો | ગોળ |
| ૨૪ અડદ | દાળકરવામાં | કાળો | ગોળ |
| ૨૫ મગ | દાળકરવામાં | લીલો | ગોળ |
| ૨૬ ચોખા | જમવામાં | ધોળો | લંબગોળ |
| ૨૭ ચોળા | છૂટીદાળ | ધોળો | ગોળ |
| ૨૮ વાલ | છૂટીદાળ | ધોળો | ગોળ |
| ૨૯ તલ | તેલકાઢવાના | કાળો, ધોળો, રાતો | ચપટો |
| ૩૦ જવ | ખાવાના | પીળો | લંબગોળ |
| ૩૧ મેથી | શાકવધારવામાં | પીળો | ચપટો |
| ૩૨ રાઈ | અથાણામાં | રાતો | ગોળ |
| ૩૩ કળથી | છૂટીદાળકરવામાં | કાળભૂરો | ચપટો |
| ૩૪ કોળું | શાક કરવામાં | પીળો | ગોળ |
| ૩૫ ગવાર | શાક કરવામાં | લીલો | લાંબોચપટો |
| ૩૬ ભીંડો | શાક કરવામાં | ભાંગોપીળો | લંબગોળ |
| ૩૭ મૂળા | ભાજી કરવામાં | ધોળો | લંબગોળ |
| ૩૮ કારેલાં | શાક કરવામાં | લીલો | લંબગોળ |

| | | | |
|---|---|---|---|
| ૩૯ ડુંગળી | શાક કરવામાં | રાતો, ધોળો | ગોળ |
| ૪૦ લસણ | શાક વઘારવામાં | ધોળો, રાતો | લંબગોળ |
| ૪૧ ગાજર | અથાણાકરવામાં | રાતો | લંબગોળ |
| ૪૨ સ્લેટ | લખવાના | કાળો | ચોરસ |
| ૪૩ પેન | લખવાના | કાળો | લંબગોળ |
| ૪૪ આંકણી | આંકવાને | કાળો, રાતો | લંબગોળ |
| ૪૫ ચોપડી | ભણવાના વાંચ-વાના | કાળો,રાતો,ધોળો | લંબચોરસ |
| ૪૬ સ્ટુલ | બેસવાના | પીળચટો | ચોરસગોળ |
| ૪૭ પેટી | ભરવાના | પીળચટો | ચોરસઅષ્ટ ખુણ |
| ૪૮ પાટીઊં | જડવાના | પીળચટો | લંબચોરસ |
| ૪૯ લખોટા | આંક શીખવા | કાળો,રાતો,લીલો પીળો | ગોળ |
| ૫૦કાચની શીશ | વખત જાણવા | ધોળી | લંબગોળ |
| ૫૧ નકશા | દેશ જાણવા | કાબરચિત્રો | ચોરસ |
| ૫૨ બોર | ખાવામાં | લીલો,પીળો,રાતો | ગોળ |
| ૫૩ નારંગી | ખાવામાં | પીળો અગર ર-તાસપડતો | ગોળ |
| ૫૪ જામફળ | ખાવામાં | પીળો | લંબગોળ |
| ૫૫ દાડમ | ખાવામાં | લીલો | ગોળ |
| ૫૬ કેળાં | ખાવામાં | લીલો, પીળો | લંબત્રીકોણ |
| ૫૭ જાંબુ | ખાવામાં | કાળો | ગોળ |
| ૫૮ પોપૈયાં | ખાવામાં | લીલો | લંબગોળ |
| ૫૯ તરબુચ | ખાવામાં | લીલો | ગોળ |
| ૬૦ બરફી | ખાવામાં | ધોળો | ચોરસ |
| ૬૧ પેંડા | ખાવામાં | ધોળો | ગોળ |
| ૬૨ લાડુ | જમવામાં | રાતો, ધોળો | ગોળ |

| | | | |
|---|---|---|---|
| ૬૩ કુરી | જમવામાં | લીલો, પીળો | ગોળ |
| ૬૪ નીળીએર | તેલ કાઢવા તથા ખાવાનેદોરડાં કરવા | પીળચટો | લંબગોળ |
| ૬૫ ગલ | ફૂલ જોવા | રાતો, ધોળો, પીળો | લંબગોળ |
| ૬૬ કણેર | ફૂલદેવનેચડાવવા | રાતો, ધોળો, પીળો | લંબગોળ |
| ૬૭ ગુલાબ | ફૂલનીસુગંધલેવા | રાતો, ધોળો | લંબચ્પૂણ |
| ૬૮ કેવડો | ડાડાનીસુગંધસારૂ | પીળો, ધોળો | લંબચ્પૂણ |
| ૬૯ ફટાકાનીપેટી | દારૂખાનું ફોડવા | ધોળો, રાતો | ચોરસ |
| ૭૦ બંદુક | અવાજ કરવા | કાળો | લંબગોળ |
| ૭૧ તરવાર | લડાઇમાં | ધોળો | લંબચોરસ |
| ૭૨ ભોંકોડી | દારૂખાનુંફોડવા | રાતો | લંબગોળ |
| ૭૩ બપોરીઆં | દારૂખાનામાં | રાતો | અર્ધગોળ |
| ૭૪ ગેડી | રમવામાં | લીલછોયો | કમાનદાર |
| ૭૫ દડો | રમવામાં | ધોળો | ગોળ |
| ૭૬ ગજ | લૂગડાં, લાકડાંજ મીન ભરવામાં | કાળો | લાંબોગોળત થાચોરસ |
| ૭૭ પાલી | દાણાભરવા | કાળો | લંબગોળઅર્ધ |
| ૭૮ પવાલું | દાણાભરવા | કાળો | લંબઅર્ધગોળ |
| ૭૯ શેર | તોળવા સારૂ | કાળો | ગોળ, ચોરસ |
| ૮૦ શરણાઈ | બજાવવા | પીળો | લંબઅર્ધગોળ |
| ૮૧ નગારૂં | બજાવવાસારૂ | રાતો, કાળો | અર્ધગોળ |
| ૮૨ ઝાલર | બજાવવાના | પીળચટો | ગોળ |
| ૮૩ ત્રાંસાં | બજાવવાના | રાતો | અર્ધગોળ |
| ૮૪ રૂ | લૂગડાં કરવાના | ધોળો | ૦ |
| ૮૫ ઉન | લૂગડાં કરવાના | ધોળો | તાંતણા |
| ૮૬ રેશમ | લૂગડાં કરવાના | રાતો, પીળો, ધોળો | તાંતણા |
| ૮૭ ચામડાં | જોડા વિગેરેકરવા | ફીક્કો, રાતો, કાળો | ૦ |

| | | | |
|---|---|---|---|
| ૮૮ પળી | પ્રવાહી ભરવાના | કાળો | અર્ધગોળ |
| ૮૯ ઘી | અનાજ સાથે ખા વામાં | ધોળો | ૦ |
| ૯૦ દૂધ | ખાવામાં | ધોળો | પ્રવાહી |
| ૯૧ ખાંડ | મીઠાઇ કરી ખા- વામાં | ધોળો | ગોળઘણુંકરીને |
| ૯૨ સાકર | મીઠાઇઓ કરી જમવામાં | લીલછોયો ધોળો | ખડબચડો |
| ૯૩ ગોળ | જમવામાં | રાતો | ભીલાં અર્ધ ગોળ |
| ૯૪ શેરડી | ખાવામાં ગોળક- રવામાં | કાળો, ધોળો | લંબગોળ |
| ૯૫ પાણી | પીવામાં | ૦ | પ્રવાહી |
| ૯૬ ખજૂર | મેવાતરીકે ખા- વામાં | રાતો | લંબગોળ |
| ૯૭ કાચ | ફાનસ, ગ્લાસ વિ- ગેરે રોશનીમાં | ધોળો, રાતો | ૦ |
| ૯૮ ફાનસ | હવામાં દીવો રા- ખવામાં | ધોળો | અષ્ટખૂણ લંબગોળ |

**રંગનાંનામઃ**—રાતો, પીળો, વાદળી, લીલો, ભાંગો જાં- બુઓ, જાંબુઓ, નારંગીઓ, કાળો, ધોળો, ભૂરો, આસ- માની, ફીકો:—આ બધા રંગ જોવા હોયતો કાચનું ઝમરખ (લૂમખું) એક લઈ તડકામાં રાખી તેનાં કિરણ બતાવી બતાવવાથી જણાશે.

પ્રથમના (સાતે)

## ૧ વરસાદનું ગીત.

"આવરે વરસાદ, ઘેબરીઓ પ્રસાદ;

ઉની ઉની રોટલી, ને કારેલાનું શાક.
આવરે વરસાદ. નેવલે પાણી;
નઠારી છોકરીને, દેડકે તાણી."

## ૨ રમત ગમતનું ગીત.

ચાંદો સૂરજ રમી પડ્યા, રમતાં રમતાં કોડી જડી;
કોડી લઇને ગાયને બાંધી, ગાયે મને દૂધ આપ્યું;
દૂધ લઇને મોરને પાયું, મોરે મને પીંછી આપી;
પીંછી લઈ રાજાને આપી, રાજાએ મને ઘોડું આપ્યું;
ઘોડું લઈ બાવળે બાંધ્યું, બાવળે મને શૂળ આપી;
શૂળ લઇને ટીંબે ખોશી, ટીંબે મને માટી આપી;
માટી લઈ કુંભારને આપી. કુંભારે મને ઘડો આપ્યો;
ઘડો લઇને માળીને આપ્યો, માળીએ મને ફૂલ આપ્યાં;
ફૂલ લઇને દેવને ચડાવ્યાં, દેવે મને પ્રસાદ આપ્યો;

## ૩ નીતિ વિષય—ચોરી વિષે દોહરા.

"જે નર ચોરી જઈ કરે, સમજી તેમાં સુખ;
પાછળથી પસ્તાયછે, દેખે જ્યારે દુઃખ. ૧
ચોરી ચાહન થાયછે, જ્યારે ચોર ઝલાય;
બાંધી મારે મહિપતિ, છેક ફજેતી થાય." ૨

## ૪ જૂઠ વિષે દોહરા.

"જૂઠું બોલે જે કદી, પાપી પૂરો થાય;
તે માટે બાળક તમે, નકરો એ ઉપાય. ૧
સાચામાં સુખછે ઘણું, સાચે સૌનો સ્નેહ;
સાચે રાચે જગપતિ, સાચે શોભે દેહ." ૨

## ૫ કાગડા વિષે દોહરા.

"એઠો માળો બાંધવા, ભાળ્યો કાળો કાગ;
બે પાંખાળો બોલતો નહિ રૂપાળો રાગ. ૧
ક્રોધ લઇને કાંકરો, ચોંપે હણવા ચાહ્ય;
ચિત્તમાં ચેતી ચતુર તે, જલદી ઉડી જાય." ૨

## રમુજી ઉખાણા.

૧ "ભમે ભમે પણ ભમરો નહિ, ને કોટે જનોઈ પણ બ્રાહ્મણ નહિ. ઊ. રેંટીઓ."

૨ "ઢમઢોલ માંહે પોલ ઉપર છત્ર છાંયા, મારૂં ઉખાણું કહે તેને આપું સોનાના પાયા. ઊ. ટાંકું."

૩ "હાથીને પગે તાળાં દઈ આપો ?" હાથી ધમ ધમ ચાલે, પતાળ પાણી કાઢે, પતાળ પાણી કાળાં; હાથીને પગે તાળાં."

૪ "એક કોટડીમાં બત્રીસ બાવા તે શું ? ઊ દાંત."

૫ "એક દેરા ઉપર સાત દરવાજા તે શું ? ઊ. ડોકું."

૬ "સમજે નહિ ને ઘર સાચવે તે શું ? ઊ. તાળું."

૭ "પ્રાણ નહિ પણ પળ પળ ગણે ? ઊ. ઘડીઆળ."

૮ "છાપરે છાપરે મગ વેરાય ? ઊ. વરસાદ."

૯ "છાપરે છાપરે પિછોડી પથરાય ? ઊ. તડકો."

૧૦ "બે હાથ ભોંયમાં બારસેં ગામ ? ઊ. નકશો.

૧૧ "એક મરઘીના પેટમાં સો ઇંડાં ? ઊ. ફણસ."

૧૨ "આટલી નાની રાંડ રાજાની પાઘડી ઉતરાવે?ઊ.જુ."

૧૩ "જરાસરખી ચીજ તેથી આખું ગામ જમે?ઊ.દેવતા"

૧૪ "ઉંચેથી પડી કૂકડી તેની ગાંડ ગઇ ઉખડી?ઊ.આંમલી."

## કવાયત.

૧ બધા છોકરાને સાથે ઉભા કરવા. ૨ સાથે બેસાડવા. ૩ જૂદી જગોએ બેસાડવા. ૪ અનુક્રમ હાથ ઊંચા નીચા કરાવવા. ૫ નિશાળમાં સાથે એક બાજુથી બીજી બાજુ સૂધી ચલાવવા. ૬ તેમાં ડાબો તો સઘળાનો ડાબો. ૭ અને જમણો તો સઘળાનો જમણો; એમ પગો ઉપડાવી ચલાવવા પણ સાથે (હારબંધ) ૮ એકદમ સાથે ઉભું રહેવું. ૯ ચાલતાં ધડબડાટ થવો ન જોઇએ. ૧૦ સાથે અવળા તથા સવળા ફરવું.૧૧ અનુક્રમ નંબરે બેસવું.૧૨ અદબ વળાવવી.

## કસરત.

૧ છોકરાને સાંજરે સાથે દોડાવવા. ૨ એકે એકે દોડાવવા. ૩ બબે ચારચાર સાથે રાખી સરખી જગામાં દોડાવવા. ૪ ઉંચાઈ ઠેકાવવી. ૫ લંબાઈ ઠેકાવવી. ૬ ઝાલવાનું રમવું. ૭ ગોલાંટ ખાવી. ૮ચક્કર ખાવું. ૯ ગેડીદડે રમાડવા. ૧૦ છૂટી દડી ફેંકવી. ૧૧ કમાન વળાવવી. ૧૨ ઉંચે ચડવું. ૧૩ ઉંધે માથે રહેવું. ૧૪ માથાભર ઉભા રહેવું. ૧૫ ઉંધે માથે હાથે ચાલવું. ૧૬ બે જણના બરડા જોડીને બંનેના બંને હાથોની કોણીથી આંટીઓ વાળી એક બીજાપરથી ગોલાંટ મારી લાઇનબંધ પગભર ટટ્ટાર જમીનપર પડવું ને ચાલવું.

૧૭ ઉંધા જમીનપર લાંબા થઈ બેહાથ તથા પગે શરીર સૂતાં સૂતાં તોળી હાથપર જોર દઈ શરીરને ભાર ઝીલી બે હાથ વચ્ચે માથું આગળ પાછળ લેવું ને છાતી

ઉંચી નીચી કરવી; એમ ત્રણ પ્રકારે દંડપીલતાં પગ ઉંચા નીચા કરવા; ને આગળ પાછળ બેશી ઉઠી લાવવા. ૧૮ બંને પગો સાથે લાવવા લઇ જવાને શરીર બધું બે હાથે સાથે તોળવું એમ ત્રણ જાતના દંડ પીલવા. ૧૯ ચક્કર દંડ પીલવા બેહાથ જમીનપર આગળ પંજાભર રાખી ડાબે પગે ઉભડક જમીનપર બેશી જમણો પગ લાંબો જમીનપર રાખી, તે લાંબા પગથી આંચકો ફેરવી બેહાથ તથા ડાબા પગની નીચે થઈ દંડ પીલવો. (પહેલી જાતનો સૂવાનોદંડ પીલવો)–ને ઉપર કહ્યા પ્રમાણે પાછું હતા તેમ બેશી જવું.

આ બધી કસરતો કરાવવાનાં કસરતનાં સાધનો (કસરત શાળા) ન હોય, ત્યાં વિશેષ ઉપયોગી જણાશે.

## રમુજી બાળ કહાણીઓ.

૧ "નાનાએ મોટા જોડે બાથ ન ભીડવી;" અને બદલાની આશા વિના પરોપકાર કરવા વિષે.

એક ચકલીએ ભેંસને કહ્યું જે તું બહુ જબરીછે પણ મારી હગાર તારાપર કરૂં તો તું તેમાં દટાઈ જા. ભેંસે કહ્યું રે નાના પ્રાણી તું આવું વગર વિચારનું શું બોલછે. તારી હગારથી મારી પીઠપર જરા ડાઘો માત્ર પડશે. પણ મારા પોદળામાં તું નીકળીપણ શકવાની નથી. ને ગુંગળાઇને મરી જઇશ ચકલી કહે તું મોટી તારા ઘરની આવને અજમાવી જોઇએ. ભેંસે હા કહી એટલે ચકલી તેના બરડા ઉપર બેસી ચરકી ભેંસે વાંસો હલાવી તેની હગારને ખંખેરી નાંખીને કહ્યું ચકલીબાઈ હવે તમારો વારો, ભાંએ

આવી બેસો હું તમારા ઉપર પોદળો કરૂં. ચકલીતો તેના છાણમાં ઢંકાઈ ગઈ ને કેમે કરી નીકળી શકે નહિ; જેમ તેમ કરીને મોં ઉંચું કરી શકી. એવામાં એક વાઘરી ત્યાંથી જતો હતો. તેને કહે વાઘરી ભાઈ મને છાણમાંથી કાઢોને, દયા કરી કાઢોને વાઘરી કહે મૂઈ રાંડ તું; મારો હાથ શાને ખરડું. તને કાઢવાથી મને શો ફાયદો ચકલી કહે ભાઈ એટલો પરોપકાર કરો, મારો જીવ બચાવો. વાઘરી કહે કંઈ લાભ થતો હોયતો પરોપકાર કરૂં. તને કાઢીને ખાઉં કેમ કબૂલ છે? ચકલી કહે તેમાં પરોપરાર શાનો. વારૂ ભાઈ કબૂલછે કાઢતો ખરો. આ નરકમાંતો નહિ સડું! તારા પેટમાં જઈ તારૂં પોષણ કરીશ. વાઘરીએ લાલચથી તેને કાઢી. પછી ચકલી કહે ભાઈ આવી ખરડીપરડી શું ખાય છે, પેલા હવાડામાં નાહી ચોખ્ખી થાઉં, ને ખાજે. વાઘરીને ચકલી બંને હવાડા આગળ ગયાં. ચકલી નાહી. વાઘરી તેને ઝાલવા જાયછે, એટલે તે બોલી ભાઈ લીલી પીલી શું ખાયછે સૂકાવા તો દે. વાઘરીએ હા કહી ચકલી ઉડીને છાપરે બેઠી. વાઘરી તેની ભણી જોયા કરેછે. ટગરમગર શું જુએછે; ખવાઈતો નહિ. એમ કહી ચકલી છાપરેથી ઉડી જતી રહી."

## ૨ કરે તેવું પામે તે વિષે.

સદો, પદો, બાબર, અને લાલજીમનીઆર એ ચાર ભાઈબંધ હતા. તેઓ કોઈ રાજાના દરબારમાં ગયા. રાજા પાટે બેઠો હતો. ત્યાં જઈ સદાએ સાત સલામ કરી, પદાએ પાંચ કરી, બાબરે બે કરી, ને લાલજીમનીઆરે પાછા

ફરી પીઠ બતાવી. રાજાએ સદાને સાત રૂપિઆ આપ્યા, પદાને પાંચ આપ્યા. બાબરને બે આપ્યા, ને લાલજીમનીઆરને ઠીકરૂં આપ્યું. એ ચારે રાજાની નોકરીમાં રહ્યા. સદાએ સાત કામ બજાવ્યાં, પદાએ પાંચ, બાબરે બે, ને લાલજીએ એકે નહિ કર્યું. રાજાએ સદાને સાત ઘોડા દીધા, પદાને પાંચ ઘોડા, બાબરને બે ઘોડા, ને લાલજીમનીઆરને ગધેડું આપ્યું. ચોર પકડવાને સદો સાત ગાઉ દોડ્યો પદો પાંચ ગાઉ દોડ્યો, બાબર બેગાઉ દોડ્યો, ને લાલજી હતા ત્યાંના ત્યાં રહ્યા. માટે તેને રાજાએ પાણીચું આપી ગધેડે બેસાડી ઘેર મોકલ્યો. સદાએ સાત ચોર પકડ્યા, પદાએ પાંચ ચોર પકડ્યા, બાબરે બે પકડ્યા ને લાલજી મનીઆરે ચોરી કરી. રાજાએ સદાને સાત ગામ આપ્યાં, પદાને પાંચ આપ્યાં, બાબરને બે આપ્યાં, ને લાલજીનું તો ઘર ખુંચવી લીધું. સદાએ ખુશી થઈ સાત લાડુ ખાધા, પદાએ પાંચ ખાધા, બાબરે બે ખાધા, ને લાલજીમનીઆરે મારખાધો."

## ટુંકી બાળ કાહાણીઓ.

### ૩ ચતુર ઉંદર વિષે.

"એક સૂતારના સીસામાંથી ઘણીવાર તેલ કોઈ કાઢી લે, પણ કાઢનાર ઝલાય નહિ. એ ચોરને પકડવાને તેણે ઘણી યુક્તિ કરી, તે નિષ્ફળ ગઈ. અંતે ઓરડાની બહાર બેશીને નજરે જોવાનું ઠેરવ્યું. બારણામાં નાનું બાકું પાડીને છાનોમાનો જુએછે. એવામાં ઝીણો અવાજ સાંભળ્યો. એક મોટા ઉંદરે આવી પોતાની પૂછડી સીસામાં બોળીને બહાર કાઢી તેપરનું તેલ ચાટ્યું. વળી બોળીને વળી ચા-

ટપું. સીસામાં એક ટીપું ના રહ્યું ત્યાં લગી આ પ્રમાણે ચાટી ગયો."

### ૪ ભરવાડનો કૂતરો.

"કોઈ ગૃહસ્થ બજારમાં એક દુકાન આગળ ઘોડાગાડીને ઉભી રાખીને પોતાના કૂતરાને ગાડીમાં મૂકીને દુકાનમાં ગયો. રસ્તામાં કાંઈ ખડબડાટ થવાથી બગીનો ઘોડો ચમકીને નાઠો, અને તેની લગામ ભોંયે ઘસડાવા લાગી. પેલે કૂતરે તરત નીચે કૂદી પડીને પોતાના મોમાં લગામ લઈ લીધી થોડે લગી ઘોડાએ તેને ઘસડ્યો. પછી તેના તાણવાથી તે ઉભો રહ્યો."

### ૫ માયાળુ હાથી.

"એક હાથીને એક બાળક જોડે એવી માયા બંધાઈ કે તે છોકરૂં તેની પાસે હોય ત્યારેજ તેને ચેહેન પડતું તેના વગર તેને ગમે નહિ. ધાવતા છોકરાને હાથીના પગના વચગાળામાં સૂવાડે પણ હાથી તેને ઈજા કરે નહિ. માયા એટલે લગી થઈ કે તે છોકરાની ગેરહાજરીમાં આ માયાળુ હાથી ખાય નહિ. નાનું છોકરૂં ઊંઘે ત્યારે તેના ઉપર માખી બેસે તે હાથી પોતાની સૂંઢવડે ઉડાડે અને જાગે અથવા રડેતો તેના પારણાને સૂંઢવતી હીંચોળી ઊંઘાડીદે".

### ૬ ચોર પકડનાર કાચબો.

"રાત્રે અંધારામાં ધાન્ય ઢાંકવાના ભંડારીઆ આગળ ચોર ફંફોસ્તો હતો. એવામાં તેને હાથ ટોપલી લાગી તેમાં હાથ ઘાલવા જાયછે; કે તેમાં મૂકેલા કાચબાએ તેનાં આંગળાં ઘણા જોરથી કરડી ખાધાં. કાચબાના મોમાંથી હાથ કાઢવા જાય પણ કાચબો છોડે નહિ. ચોરે ગભરાઢ-

થી અને દરદથી ગડબડ કરી બૂમ પાડી એટલે ઘરનાં માણસોએ જાગી તેને પકડી પોલીસને સોંપ્યો."

### ૭ આમ નહિતો. આમ.

"એક નઠારો છ વરસનો નાનો છોકરો હતો તેને એવી ખરાબ ટેવ હતી કે જે માણસ તેના બાપને મળવા આવે તેની પાસે પૈસા માગે. આ માઠી ટેવ છોડવવાને તેના બાપે તેને શિક્ષા કરી. તેનું વચન લીધું કે હવે પછી કોઇની પાસે પૈસા માગવા નહિ. તેના બાપના વેપારમાં કોઈ ગૃહસ્થ ભાગીઓ હતો તે બીજે દહાડે મળવા આવ્યો. પેલા છોકરાએ તેને પૂછ્યુ ! મને પૈસો ધીરે પણ પાછો માગે નહિ એવો તમારા જાણવામાં કોઈ છે ? પૈસો માગવાની આ બીજી યુક્તિ માત્ર હતી. માટે તે ટેવ મુકાવવાને તેના બાપે વધારે સખ્ત શિક્ષા કરી."

### ૮ ચોર પકડાયો.

"કોઈ માણસના ઘરમાં દાણાનો કોથળો ચોરાયો ત્યારે તેણે રાજાને ફર્યાદી કરી; અને રાજાએ ઘરનાં બધાં માણસને હજૂરમાં હાજર થવાનો હૂકમ કર્યો દરેકને એક સરખી લંબાઇની લાકડી આપીને કહ્યું કે જેણે ચોરી કરીછે તેની લાકડી એક આંગળ વધશે. એમ કહી રજા આપી. આથી ચોરને બીક લાગવાથી પોતાની લાકડી એક આંગળ પૂર કાપી નાંખી. બીજે દિવસે કચેરીમાં તે બધાં માણસને પાછાં હાજર કરવામાં આવ્યાં. તે વખતે બીજાના કરતાં ચોરની લાકડી ટુંકી માલમ પડી. આ રીતે ચારને પકડી તેને શિક્ષાનો હૂકમ કર્યો."

## ૯ ગરૂડ ને શીઆળ.

"એક ગરૂડ પોતાનાં બચ્ચાંનાં ભોજનને માટે કોઈ શિઆળના ભોટીલાંને લઈ ગયો. કમનસીબ શીઆળે પાછાં માગ્યાં પણ તેનું કંઈ વળ્યું નહિ. પોતાનો માળો ઊંચા ઝાડની ટોચે હોવાથી શીઆળ પહોંચી શકશે નહિ. એવું ધારી ગરૂડે તેની વાત સાંભળી નહિ. પરંતુ શીઆ-ળે બળતો કાકડો લાવી ઝાડને સળગાવ્યું. પોતાનાં બચ્ચાં મરી જશે. એવું જોઈને ગરૂડે શીઆળનાં બચ્ચાં પાછાં આપ્યાં એ રીતે તેનાં બચ્ચાં ઉગર્યાં. એ ઉપરથી શીખા-મણ એ લેવાની જે મોટા નાનાપર અન્યાય કરે તો નાના વેર લેછે."

## ૧૦ રોતો છોકરો.

"એક મોતી કરીને છોકરો હશે તેને એવી ટેવ કે સ-વારમાં ઉઠે કે રોવા માંડે નાહાતાં રોવે. નિશાળે જતાં રોવે, જમતાં રોવે, કંઈ જરા થાય તો રોવે, એની મા ઘણુંએ સમજાવે, પણ રોવાની ટેવ મેલે નહિ. એક દહાડો પહોળું મોઢું કરી સૂતો સૂતો ભેંકડો તાણતો હતો. એવામાં એક નાની સરખી ઊંદરડી તેના મોંમાં પેશી ગઈ ને તેના નહોર બેઠા તેથી જીભે લોહિ બળવા માંડી તે એ-ની માએ કડવાં કડવાં ઓસડ ચોપડ્યાં ત્યારે મટી. તે દહાડાથી મોતીએ રોવાની ટેવ મૂકી. રોરો કરે તે છોકરાં ગાંડાં કહેવાય."

## ૧૧ બીકણ છોકરો.

"એક છોકરો ઘણોજ બીકણ હતો. માણસથી, જ-

નાવરથી કોઈ અજાણ્યા માણસથી પણ બીએ, કોઇની સામું પણ ન જુએ તેમ બોલાવ્યો પણ બોલે નહિ અને માની સોડમાં ભરાઈ જાય. બકરી અગર કુરકુરીઆં જોઈ સંતાઈ જાય. એક વખત નિશાળેજ જતાં કુરકુરીઉં તેની પાછળ દોડ્યું. તેથી તે છોકરો બીને નાઠો, ને ગભરાઇને કાદવમાં પડી ગયો. આખા શરીરે કાદવ ચોંટ્યો. રસ્તાનાં માણસે કાદવમાંથી કાઢ્યો ત્યારથી બીવાની ટેવ છોડી દીધી.

## પરીક્ષાને લગતા પ્રશ્ન.

૧ નવાણું કેમ થાય! સત્તાશી કેમ થાય!

૨ ૮×૩ ૫×૪ ૯×૬ ૧૦×૯

૩ ખ. ગો. ધા. ણી. ઐ. લૂ.

૪ ઝાડુ. રોટલો. પટારો. ખાંડ. દૂધ પાણી. એનો ઉપયોગ, રંગ તથા આકાર કેવોછે!

૫ વરસાદનું તથા ચોરી વિષેનું ગીત બોલો!

૬ બધા છોકરા સાથે ઉભા થઈ એક સાથે બીજી બાજુ સુધી ચાલો જોઇએ!

૭ દોડો, કૂદો, પહેલી જાતના દંડ અને ચક્કર કરો!

૮ કરે તેવું પામે, ચતુર ઉંદર તથા બીકણ છોકરાની વાર્તા કહો!

૯ ઘરે ખાનગી વખતમાં કયે વખતે શું કરવું!

૧૦ બાર સારી શીખામણમાંથી ૫+૮મી બોલો!

સમાપ્ત.